# શ્રી આદ્ય શક્તિ સંગીત
# ગરબાવળી



રચનાર

**ભાવસાર સુંદરજી નારણ**
નાનો ભાટવાડો
વીરમગામ



પ્રસીદ્ધ કરનાર
**ભાવસાર મોહનલાલ વેલશી**
નાનો ભાટવાડો
વીરમગામ



આવૃતિ ૧ લી. પ્રત ૧૦૦૦.

સંવત ૧૯૮૦



મૂલ્ય પાંચ આના.

# પ્રસ્તાવના.

સર્વે સદગ્રહસ્થોને વીનંતી કરવામાં આવે છે કે આ આદ્યશક્તિ વડે કરીને આ જગત સ્થાવરજગમ પ્રાણી માત્રમાં સહેવાશ શક્તિનો રહેલો છે. આગળ પ્રાચીન કાળમાં પણ શક્તિ વડે કરી અવધપતી દશરથ રાજાના પુત્ર શ્રીરામ, તેમણે રાવણ જેવાનો સહાર કરી વીજય પામ્યા અને દ્વારીકાધીશ કૃષ્ણ પરમાત્મા તેમણે પણ શક્તિ વડે ઘણાજ દુષ્ટોનો પરાજય કર્યો. વળી મહાપ્રતાપી જે પાંચ પાંડવોએ માતુશ્રી શકિત વડે કૌરવોનો નાશ કર્યો તેમાં ભીમસેને એકમાના સો ભાઇઓ કૈયાકીચક તથા એક માના સો ભાઇ કબીરા તેને જીતીને વીજય પામ્યા, તે પણ શકિતના પરતાપથી અને શકિત વડે દરેક કામ થાય છે. શક્તિ વીના બધું કાચુ છે ઊજ્જૈનપતી ચક્રવર્તી મહારાજા વીક્રમે ઘણા કાર્યો સીદ્ધ કર્યા તે પણ શકિત વડે. વળી હાલના વખતમાં તમારા પ્રત્યક્ષ જાણવામાં છે, કે શહેનશાહ પાંચમા જ્યોર્જ બહાદુર તેમણે પણ શકિત વડેથી દરેક કામમાં વીજય મેળવ્યો છે માટે દરેક વાંચક જનોએ નક્કી સમજવું કે માતુશ્રી શકિતની ભક્તિ કરવી તો અંતે વિજય પામશો. આ ગ્રંથ હું મારી અલ્પ બુદ્ધિથી અને માતુશ્રી શકિતના પ્રતાપથી આ શ્રી આદ્ય શકિત સંગીત ગરબાવળી નામનું પુસ્તક રચી કૃતાર્થ થાઊં છું તેમાં કાંઈ ભુલચુક હોય તો તેની વાંચક પાસે માફી માગું છું.

**વીરમગામ**
સંવત ૧૯૮૦ ના
શ્રાવણ વદ ૧૩
ગુરૂવાર.

લી. આપનો દાસાનુદાસ,

**સુંદરજી.**

શ્રી ગણેશાય નમઃ શ્રી શક્તિમાતકી જય

# શ્રી આદ્ય શક્તિ સંગીત ગરબાવળી



### દોહરો.

સહાય કરો સીંહવાહની, શુભ મતિ આપો માય,
આદ્ય શકતી કરૂણા કરો, ગ્રંથ સંપુરણ થાય;
આદ્ય શકતી અનપૂર્ણા અખીલ બ્રહ્માંડમાં એક,
વીશ્વ વીશે વ્યાપી રહ્યાં, વેદ વખાણે વીવેક.

૧

### મંગળા ચરણ.

નમુ જય જય શક્તિ મા મારી, છે વિશ્વ સકળ રચના તારી;
મંગળકર મુર્તી મનહારી, માત્રી ભુવન ઘટ ઘટ વસનારી. નમુ.
સૌ પાપ તાપ હરતા સુખ કરતા, ભવદુઃખ હરતા અભરણ ભરતા;
મા બહુ નામી દીન વિશ્રામી, સીંહનાગામી અંતરયામી. નમુ.
સુમતિ આપો માત દયાળી, કૃપા કરો દીન પરે કૃપાળી;
તું ખીરધારી તું કળા ન્યારી, તું પર તન મન ધન જાઉં વારી. નમુ.
શેષ મહેષ બ્રહ્માદીક ચાહતા, સર્વ સૃષ્ટીમાં ગુણ તુજ ગાતા;
કરો સ્હાય હવે હે જગ માતા, રાખો શરણ ચરણમાં બલીહારી. નમુ

## ૨

## રાગ—કલ્યાણ

જય સીંહેશ્વરી તમે માતુ માહરી;
બેઉ કર જોડી વિનતી કરૂ હું તાહરી. જય. ૧
સીંહવાહની સંકટ કાપો આપો સુખ અમાપ;
દરશન કરતાં જાય અમારાં પુર્વ જન્મનાં પાપ. જય. ૨
સુબુદ્ધી આપો કુબુદ્ધી કાપો મહેર કરો મમ માય;
પુરણ પ્રેમથી સમરણ કરતાં દુખડાં દુર પળાય. જય. ૩
કંઇક રાયને રંક બનાવ્યા રંકને કીધો રાય;
કંઇક અભણને વિદ્યા આપી કંઇક થયા કવીરાય. જય. ૪
તું બ્રમાણી તું રૂદ્રાણી તું તરવેણી જાણ;
સમરણ કરતાં માજી તમારૂં થાય કોટી કલ્યાણ. જય. ૫
પાયે લાગુ મુખથી માગુ માત કરો કરૂણાય;
ભવસાગરમાં ભક્તિ કરતાં દુઃખ અમારાં જાય. જય. ૬
આકાશ વાયુ અગ્નીમાં તું જળ સ્થળ તારો વાસ;
ઘટ ઘટ વ્યાપી રહ્યાં છો માજી સૌની પુરો આશ. જય. ૭
અવનીમાં અવતાર ધરીને ભુલે તારૂ નામ;
ધીક્કાર છે એવા પ્રાણીને પડશે કામ કુકામ. જય. ૮
માટે શાણા મીત્રો સમજી સમરો શક્ત માય.
ભુલ ચુકની માફી માગો પ્રાચીન પ્રલે થાય. જય. ૯

## ૩

## રાગ—ધનાશ્રી

ધરો શકતનું ધ્યાન, સજનો ધરો શકતનું ધ્યાન;
ધ્યાન ધરતા અતિ સુખ થાશે, જેવું સુધા રસ પાન. સજનો.
સીંહવાહની સંકટ કાપે, ટાળે અતિ અભિમાન. સજનો.
મમ માયાની મહેર વડેથી. પામશો સુખ સંતાન. સજનો.
કવી તેં કાળીદાસને કીધો, ટાળ્યુ અંતર અજ્ઞાન. સજનો.
હરસીધના પ્રતાપે પામ્યા, વીક્રમ બહુ સનમાન. સજનો.
કામ ક્રોધને મોહ મમતા, મુકો થઈ સાવધાન. સજનો.
પરદારા પરનીંદા પરહરતાં, વળે શરીરનું વાન. સજનો.
પુરે મનોરથ માજી સેવકના, ધરે એક ચીતે ધ્યાન. સજનો.
ઘટ ઘટ વાસ માજી તમારો, ખાલી નહિ એક સ્થાન. સજનો
અનેકમાં એક તે એકમાં અનેક છે, ભુલે પાપી માનું ભાન. સજનો.
ચરણે આવે તેને આવી ઉગારે, જાણી પોતાનો સંતાન. સજનો.
ચાર પદારથ સેજે પામે, કરે ભકિતનું પાન. સજનો.
ધર્મ અર્થ કામ ને મોક્ષ, અંતે મળે વૈમાન. સજનો.
ચડતી કળા સેવકની કરશે, વધે મેરૂ સમાન. સજનો.
ભુલ ચુકની માફી માગુ છું, બળદારી છો બળવાન. સજનો.
કહે સુંદરજી ભાવે ભજી લ્યો, રૂડા થશો ગુણવાન. સજનો.

## ૪

## રાગ—રાસનો

સમરણુ કરતાં શક્ત માતનું રે, કહે કોટી જન્મ પાપ તાપ ટળેરે ત્રીવીધનાં;
મટે શોક સંતાપ મટે શોક સંતાપરે, દરશન કરી લ્યો શક્ત માતનાં. ૧

મોતી પરોવ્યાં વાળમાંરે, વેણે નીલમ અપાર,
સેંથો સોહામણુ હીંગળો, શોભા તણો નહિ પાર; (૨)
દરશન કરી લ્યો સકત માતનાં. ૨
તારા વરણી ઓઢી સુંદડીરે, ચંપક વરણાં છે ચીર,
લેંઘો પહેર્યો સવાલાખનો, ભરેલ કાંચળીયે હીર; (૨)
દરશન કરી લ્યો શક્ત માતનાં. ૩
પાયે નેપુર નંગથી જડયાંરે, થાય ઝાંજર ઝમકાર,
આંગળીયે વેઢને વીંટીઓ, નંગ જડયા અપાર; (૨)
દરશન કરી લ્યો શક્ત માતનાં. ૪
બાંયે બાજુબંધ બેરખારે ચુડી કંકણુ કહેવાય,
પોંચી હીરે ઝળકી રહી, દેખી દીલડુ હરખાય (૨)
દરશન કરી લ્યો શક્ત માતનાં. ૫
કૌત્સભમણી હાર કંઠમાંરે, કાને કુંડળ વીશાળ,
એકોટા આગળ હેમના, ઝાલુ ઝાક જમાળ; (૨)
દરશન કરી લ્યો શક્ત માતનાં. ૬
બાંધી કપાળે ડામણીરે, વાડ નીલમ ચોપાસ,
મધ્યે મણી ઝળકી રહી, શસી સુર્ય પ્રકાશ; (૨)
દરશન કરી લ્યો શક્ત માતનાં. ૭
નયણેતે કાજલ શોભતાંરે, કરી કેસરની આડ,
બીનગી કરી જંગલની, ટીલી સોભે લેલાટ: (૨)
દરશન કરી લ્યો શક્ત માતનાં. ૮
કનક રેખા દંતે જડીરે, મુખ ભરીયાં તંબોળ,
અધર પરવાળાં સમ છે, નાકે નમણી છે મોર; (૨)
દરશન કરી લ્યો શક્ત માતનાં. ૯

મુખનીતે શોભા શી કહુંરે, કોટી સુર્ય પ્રકાશ,
સીંહે ચડયા સીંહેશ્વરી, બેઠા મંડપમાં ખાસ; ( ૨ )
દરશન કરી લ્યો શક્ત માતનાં. ૧૦
આધીન રાખી એક ચીતથીરે, કરૂ માતુ દરશન,
કર જોડીને કરગરૂ, સૌને થાજો પરસન. ( ૨ )
દરશન કરી લ્યો સક્ત માતનાં. ૧૧
ગાય શીખે ને શ્રવણુ કરેરે, શક્ત માને શૃંગાર,
સેવક સુંદરજીની વીનતિ, અમને તારો આધાર; ( ૨ )
દરશન કરી લ્યો શક્ત માતનાં. ૧૨

૫

## દોહરો

શંકર સુત ગણુપત નમું, સમરૂ શારદા માય;
અવીચળ વાણી આપજો, ગરબો પુરણુ થાય.

## ગરબો

સુખદાતા સુખદાતા સુખદાતા, સક્તમાતા સુખદાતા.
બધા વિશ્વને સરખુ ચહાતા, સક્તમા.
પ્રથમ બ્રહ્માને વિષ્ણુ બનાવ્યા, સક્તમા.
મહારૂદ્ર શોભે મતવાલા, સક્તમા.
રચ્યા પૃથ્વી પાણીને આકાશ, સક્તમા.
ચંદ્ર સુરજ તારા પ્રકાશ, સક્તમા.
નવખંડાને દસ દીગપાળ, સક્તમા.
બાંધી પર્વત ફેરી પાળ, સક્તમા.
વનસ્પતિ ભાર અઢાર, સક્તમા.

તેમાં પંખીની સંખ્યા અપાર, સકતમા.
દેવ દાનવ ને માનવી અથાગ, સકતમા.
પાણી પાતાળ નવકુળ નાગ, સકતમા.
રચ્યા ચૌદે બ્રંહ્માડ એકચીતે, સકતમા.
ચોસઠ બેની મળી સૌ પ્રીતે, સકતમા.
આવ્યા નવરાત્રી કેરા દન, સકતમા.
ગરબો ગાવાને કીધુ મન, સકતમા.
આવ્યાં અંબાને ગૌચર બાળી, સકતમા.
ગરબો ગાય ને હાથ લેતા તાળી, સકતમા.
તરંવણીને તેતળા કૈયે, સકતમા.
લઘુ તુળજાને ગરબો ગૈયે, સકતમા.
રાંદલ રોહીણીને બ્રહ્માણી, સકતમા.
મહાલક્ષ્મી ને ઇંદ્રાણી, સકતમા.
આવ્યાં ચંડીચાવંડ ચામુંડા, સકતમા.
જેનું તેજ પ્રબળ નવખંડા, સકતમા.
ભગવતી ને ભદ્રકાળી, સકતમા.
અનપુરણાને વરી દયાળી, સકતમા.
ગરબો ગાયે ને હીચમાં ફરતી, સકતમા.
પદ પ્રહારે ગાજે ધરતી, સકતમા.
ધનુષ્યધારી સાથે મહાકાળી, સકતમા.
ફરે ફુદડી ને લેતા તાળી, સકતમા.
વંઢચી લીબોચી ને વેલ, સકતમા.
ગાય ગરબો ને ઉંડે રંગરેલ, સકતમા.

૧૧૧૬૨.



શામા રામા કૌશલ્યા બાળી, સકતમા.
નવદુરગા ને વડનગરવાળી, સકતમા.
કાનત્યાની ને કનકવંતિ, સકતમા.
વાઘેશ્વરી ને વેણા જંતિ, સકતમા.
બુટ વિહત ને માત્રી મળીયાં, સકતમા.
ગાય ગરબો ત્યાં આવી ભળીયાં, સકતમા.
આવ્યાં હરસીત સીથળા સાથ, સકતમા.
એકએકના ઝાલી હાથ, સકતમા.
પ્રેમે આવ્યાં પીતામ્બરી પોતે, સકતમા.
બેન રક્તાબરીને ગોતે, સકતમા.
ખોડીયાર ખખડાવે ચુડો, સકતમા.
માથે ગરબો ને દીસે રૂડો, સકતમા.
આવ્યાં હળદેવ ને હીંગળાજ, સકતમા.
તમો રાખો સેવકની લાજ, સકતમા.
ગોરમાને ઉમાનો જોટો, સકતમા.
એવો નોરતાનો મહીમા મોટો, સકતમા.
ગાય ગરબો અતિ ઉમંગે, સકતમા.
ગુણ પદમા આવ્યા બહુ રંગે, સકતમા.
રૂવાપરી ને સણુસાઇ સંગે, સકતમા.
ચાચરાવાળી તે ગાય ઉમંગે, સકતમા.
આશાપુરી તે આનંદ ભેર, સકતમા.
ફરે ફુદડી ને કરે બહુ લેર, સકતમા.
માએ ધરીયુ રૂપ સ્વરૂપ, સકતમા.

માને સેવે છે મોટા ભુપ, સકતમા.
અદ્રુણી તે મેદની કીધી, સકતમા.
સેવકની કરવા સીધી, સકતમા.
સાત સાયર તેલ ફુલેલ, સકતમા.
થઇ નવલા રંગની રેલ, સકતમા.
બ્રહ્મગોળનો ગરબો કીધો, સકતમા.
ઘુમવાને સીરપર લીધો, સકતમા.
દીસે દસની ફરતી જાળી, સકતમા.
મંગળ રૂપે થયા મહાકાળી. સકતમા.
તેનો શબ્દ ગગનમાં ગાજે, સકતમા.
આવ્યા દેવ ચડી વૈમાને, સકતમા.
જોઇ ગરબો ને ધરી રહ્યા ધ્યાને સકતમા.
નાચે વિષ્ણુ ને વેણુ વગાડે. સકતમા.
મહાલક્ષ્મી તે તાળી પાડે સકતમા.
શીવ શંકર તે તાલ મીલાવે, સકતમા.
પારવતી ભાવ જણાવે, સકતમા.
ઈંદ્ર ઇંદ્રાણી છંદ ગાયે, સકતમા.
નારદજી નટવર થાયે, સકતમા.
બ્રહ્મા વેદ ભણે ને નાચે, સકતમા.
ઉભા સાવીત્રી વાણી વાંચે, સકતમા.
ગરબો ગાઇ થયા પ્રસન્ન, સકતમા.
વીજયા દસમીનો કીધો હવન, સકતમા.
મળી ચોસઠ બેની ત્યાંય, સકતમા.

આવ્યાં માન સરોવર જ્યાંય. સકતમા.
કર્યાં અન્યોઅન્ય પ્રણામ, સકતમા.
સૌ ગયા પોતાના ધામ. સકતમા.
સંવત ઓગણીસે અગણાએંશી, સકતમા.
ગરબો ગાયો તે એકચીતે બેશી, સકતમા.
તિથી નવમીને કારતીક માસ, સકતમા.
શુક્લ પક્ષ રવિવાર ખાસ, સકતમા.
ગરબો ગાયો અતિ ઉલ્લાસ, સકતમા.
દાસને રાખજો ચરણુ નીવાસ, સકતમા.

## ૬

## ગરબો

### રાગ: મારી માતુ બહુચરારે લોલ

નવરાત્રી ઉમંગમાંરે લોલ, શકત રમે રંગમાંરે લોલ.
ચોસઠ બેની સંગમાંરે લોલ, નવરાત્રી ઉમંગમાંરે લોલ.
આદીતે આરાસુરીરે લોલ, મળ્યાં બેની બૌચરીરે લોલ.
ગરીબો શીષે ધરીરે લોલ, નવરાત્રી ઉમંગમાંરે લોલ.
સોમે પહેર્યાં શોભતાંરે લોલ, અલંકારો ઓપતારે લોલ.
ચાચર ચોકે જતાંરે લોલ, નવરાત્રી ઉમંગમાંરે લોલ.
મંગળે મતવાલીયુંરે લોલ, બાળા રૂપે બાળીયુંરે લોલ.
ભવાનીને ભાળીયુંરે લોલ, નવરાત્રી ઉમંગમાંરે લોલ.
બુધે બબે બેલીયુંરે લોલ, ખરી ખાંતે ખેલીયુંરે લોલ.
નવલ નવેલીયુંરે લોલ, નવરાત્રી ઉમંગમાંરે લોલ.
ગુરૂએ ગુણવંત છોરે લોલ, સેવક સુખવંત છોરે લોલ.

માહા બળવંત છોરે લોલ, નવરાત્રી ઉમંગમાંરે લોલ.
શુકર સરખી સમીરે લોલ, માજીને સૌ ગમીરે લોલ.
ફરે નીચી નમીરે લોલ, નવરાત્રી ઉમંગમાંરે લોલ.
શની સહુ આવીઆરે લોલ, પુજાપો લાવીયારે લોલ.
માજીને વધાવીઆરે લોલ, નવરાત્રી ઉમંગમાંરે લોલ.
નવરાત્રી બહુ રમીરે લોલ, માજીને સૌ ગમીરે લોલ.
આંખે આવ્યાં અમીરે લોલ, નવરાત્રી ઉમંગમાંરે લોલ.
દસરા દીન આવીઆરે લોલ, થાળ ભરી લાવ્યાઆરે લોલ.
ભોજન કરાવીઆરે લોલ, નવરાત્રી ઉમંગમાંરે લોલ.
ચાલ્યાં સહુ તે સમેરે લોલ, મહે જાઉને રમેરે લોલ.
સુંદર ચરણે નમેરે લોલ, નવરાત્રી ઉમંગમાંરે લોલ.

૭

## ગરબો લોલનો—રાગ: માતું પાવાની પટરાણી

પડવે સમરૂં શક્તિમાય કે ગરબો આદરોરે લોલ,
સીંહવાહનીના કહુ ચરીત્ર કે સહુ શ્રવણે ધરોરે લોલ. ૧
બીજે રચ્યા ચૌદ બ્રહ્માંડ કે શોભા શી કહુ રે લોલ,
ધરતી દરીયોને આકાશ કે તેમાં સૌ રહ્યું રે લોલ. ૨
ત્રીજે પ્રગટ કીધા ત્રણ દેવ કે મનઃ રાખી માયા રે લોલ,
બ્રહ્મા વિષ્ણુ ને મહેશ દતાત્રી તે થયા રે લોલ. ૩
ચોથે ચોસઠ બેની સંગ કે ફરતાં કુદડી રે લોલ.
પ્રીતે પહેર્યાં દક્ષીણ ચીર કે ઓઢી ચુંદડી રે લોલ. ૪
પંચમે પુરણ ધરીને પ્રેમ કે વિશ્વને પાળીયુ રે લોલ,
માર્યાં અસુર ધરી આયુધ કે દેવ દુઃખ ટાળીયુ રે લોલ. ૫

છઠ્ઠે સેવો સક્તમાત કે સુખ સૌ આપશે રે લોલ,
કરશે કુબુદ્ધી કેરો નાશ કે કષ્ટને કાપશે રે લોલ. ૬
સાતમે વસીયા સાંતાદ્વીપ કે આઈ ઉમંગમાં રે લોલ.
ઝીલી માન સરોવર માંય કે રમતાં રંગમાં રે લોલ ૭
આઠમે અમર થયા આનંદ ભંડાસુર મારીયો રે લોલ,
સ્વર્ગ પાતાળ મૃત્યુ લોકનો ભાર ઉતારીયો રે લોલ. ૮
નવમે નળરાજાનું ગામ નરોડે જઈ વસ્યા રે લોલ,
દેવ સૌ દેતા આશીર્વાદ કે માનવ સૌ હસ્યા રે લોલ. ૯
દશમે દરશન દેજો માતકે ભવાની ભાવથી રે લોલ,
સંસારરૂપી સાગરમાંય કે તારો નાવથી રે લોલ. ૧૦
એકાદશી અમર ઓઢ્યાં અંગ કે અભરણ ઓપતાં રે લોલ.
પહેર્યા ચોકસ ચંદનહાર કે સુંદીર સોભતાં રે લોલ. ૧૧
ફુવા દસ દીઠા સક્તમાત કે બાળા વેશમાં રે લોલ,
જેનું તેજ પ્રબળ વીખ્યાત કે નવખંડ દેશમાં રે લોલ ૧૨
તેરસ ત્રણ ભુવનમાં વીસ કે સકતમાતનો રે લોલ,
કરીયો દાનવ કેરો નાશ કે ચંડમુંડ ભ્રાતનો રે લોલ. ૧૩
ચૌદસે આવ્યા ચાચર ચોક કે ગરબો શીરે ધરી રે લોલ,
હરખે લે હંબોડા હીંચ કે ગાતાં ફરી ફરી રે લોલ. ૧૪
પુનમે પુરણ થઈ પરસન કે દરશન આપજો રે લોલ,
માજી હોંશ ધરી મનમાંય કે સેવક દુ:ખ કાપજોરે લોલ. ૧૫
પંદર તિથી પ્રેમે પુરણ ગાઈ કે અમીરસ નાંખજો રે લોલ,
માજી તારા ગુણ સુંદરજી ગાય કે શરણે રાખજો રે લોલ. ૧૬

૮

## ગરબો—રાગ: વ્હાલાને વ્હાલી વાંસળી

ગરબે રમે છે રંગમાંરે માત સક્ત ગરબે રમે છે રંગમાં;
કારતક મહીને કોકીલા કંઠથી ગરબો ગાયે ઉછરંગમાં રે....માત સક્ત.
માગસર મહીને મંદમંદ હસતાં એકએકની સાન સંગમાંરે ...માત સક્ત.
પોસ મહીને રમે પરવટવાળી બબે થઇ બેલીયું સંગમાંરે....માત સક્ત.
માહ મહીને મુખ તંબોળ ભરીયા અદ્ધર દીસે છે લાલ રંગનારે. માત સક્ત.
ફાગણ મહીને તે ફરતા રે ફુદડી હીંચ લેતાં ઉમંગમાંરે ...માત સક્ત.
ચૈતર મહીને ચાચર ચોકમાં ચોસઠ બેની એક રંગમાંરે ...માત સક્ત.
વૈશાક મહીને વાજીંત્ર વાગતા નોબત સરણાયું સંગમાંરે....માત સક્ત.
જેઠ મહીને જોવા આવ્યા સૌ દેવતા અદ્રસ રહીને ગગનમાંરે....માત સક્ત.
અસાડ મહીને ઘુમે અલબેલીયું તાળી પડે છે તુરંગમાંરે....માત સક્ત.
શ્રાવણ મહીને સર્વે બેનોને આનંદ વાધ્યો અંગમાંરે. ...માત સક્ત.
ભાદરવે મુખ બોલે ભવાનીયું ઉદો ઉદો ઉમંગમાંરે... ...માત સક્ત.
આસો માસે ઘણું આનંદ પામ્યા નોરતાના નવ દીન રંગમાંરે... માત સક્ત.
માજીના બાર માસ હેતેથી ગાયા નરનારી બાળબુઠ્ઠા વૃંદમાંરે માત સક્ત.
"સુંદર"ની સહાય સદાય કરજે ઉલટ લાવીને અંગમાંરે ...માત સક્ત.

૯

## ગરબો—રાગ: ઓધવજી સંદેશો કહેજો શ્યામને

હવે સહાય કરો સક્તમા સેવક ઉપરે, સીંહે ચડીને આવો સમરથ આજજો;
આશા છે માજીરે અમને તાહરી, રંક જાણીને રાખો અમારી લાજજો. હવે૦
કીધો કાલીદાસ કવી કળીજુગમાં, હતો અભણ પણ આપ્યું અંતર જ્ઞાનજો;
માન પામ્યો ઘણું મહેરવડે તાહરી, આપ્યું એવું અખુટ વીદ્યા દાનજો. હવે૦

હવે અવગુણ છે માજીરે અમમાં અતિ ઘણા, ભરીયાં છે કંઇ કપટ તણા
કોડાર જો;
કામી ક્રોધી લંપટ ને વળી લાલચુ, નમુ નમુ હું નોધારાના આધાર જો. હવે૦

તમ દેવોને દુઃખ પડીયું માજી જાહરે, સમરણ કરતાં તરત કરીયાં કામજો;
ભાલેથી માર્યો રે ભેંસાસુરને, પુષ્પની વૃષ્ટી દેવે કરી તે ઠામજો. હવે૦

હવે મરઘડાને માર્યાં રે મુગલ પાપીએ, ભક્ષ કર્યાં કંઈ રાખી ન
મનમાં બીક જો;
અર્ધ રાત્રે અજીરણ સૌને ત્યાં થયું, પઠ્યા પ્રભાતે અસુર થઇને સીખજો. હવે૦

હવે મુઆ મરઘ બોલાવ્યા માજી મુખથી, લીધા છે કંઇ અનેક અસુરના
પ્રાણ જો;
બરદારી બીરદ રાખો છો સર્વને, કૃપા કરીને સૌનું કરો કલ્યાણ જો. હવે૦

હવે ભંડાસુરના ભયથી દેવ છોડાવ્યા, જુદ્ધ કર્યું છે અસુર સાથે અપારજો;
મલજુદ્ધ કરતા પાપી હાર ન પામીયો, મમ માયાએ હાથ ગ્રહ્યાં
હથીયારજો. હવે૦

હવે બાણ માર્યું ખેંચીને ભંડાસુરને, તરત ગયા છે પાપી કેરા પ્રાણ જો;
ગગન ચડાવી લાવ્યા મા ગુજરાતમાં, આવી પડીયો નગર નરોડુ જાણજો. હવે૦

હવે દુદંભી વાગ્યાં રે ત્યાં તો દેવનાં, પુષ્પની વૃષ્ટી થઇ છે અપરંપાર જો:
ભાર ઉતાર્યો ભોમીનો માતાજીએ, દુઃખ ટાળ્યુ ને સુખ પામ્યો સંસારજો. હવે૦

હવે સમરથ જાણી સેવો સકત માતને, મહેર કરીને પુરે સૌની આશજો:
ગાય શીખે ને ગરબો જે શ્રવણે કરે, તે પ્રાણીનો સેજે વૈકુંઠ વાસ જો. હવે૦

સં. ઓગણીસોને એગનાએંસી સાલમાં, માગશર સુદી સપ્તમીને શનીવારજો;
સમાપ્ત કીધી ચોઘડીયા શુભમાં, અતિ ઉમંગે વર્ત્યો જયજયકાર જો. હવે૦

## ૧૦

### રાગ ડુંદાળાદેવ વીઘન હરણ

જય જગદેવી ( ૨ ) વીશ્વ સર્વનું પાલન તું કરનારી;
છો બહુનામી ( ૨ ) આદ્યસક્ત અંબે આયુધ ધરનારી.
મા ચોસઠમાં સૌથી પહેલી છો ભુડતાના માજી બેલી;
દીસો અષ્ટભુજાએ અલબેલી. —જય જગદેવી,
મા સિંહ ઉપર કરી અસવારી, ધર્યા ખડગ ખપર ત્રીસુલ ધારી;
નાખ્યા અનેક દાનવને મારી. —જય જગદેવી,
જ્યાં જળ ત્યાં સ્થળ તું કરનારી, સ્થળ ઠેકાણે જળ ભરનારી;
એવી ગહનગતી મા છે તારી. —જય જગદેવી,
તું અંબે આરાસુર વાળી વળી ચુંવાળ બૌચર તું બાળી;
તું મહાકાળી પાવા વાળી. —જય જગદેવી,
તું બ્રહ્માણી તું રૂદ્રાણી મા પીઅળ રૂપે તું પાણી;
ચાર વેદ ભવે તારી વાણી. —જય જગદેવી,
મા ત્રણ દેવને તેં જાયા, વળી ચૌદ બ્રહ્માંડને નીપાવ્યા;
કોઈ કળે નહીં તારી માયા. —જય જગદેવી,
નરનારી કૃત્ય કરશે જેવા તેને ફળ તું દેનારી એવા;
તેમાં કસુર નહીં કાંઈ કેવા. —જય જગદેવી,
મા દયા તું દીનને કરનારી સંકટ સેવકનાં હરનારી;
"સુંદર" આશા રાખે તારી —જય જગદેવી.

## ૧૧

### રાગ પુનમ ચાંદની

ચાલો દરશન કરવા જઇયે, જ્યાં આરાસુરીરે;
દરશન કરતાં દરીદ્ર દુખડા દુર પળાય —ચાલો દરશન

( સાખી )

દરશનથી પરસન થશે, ધાર્યું કરશે કામ,
અલબેલી, ઉમંગથી, પુરે મનની હામ.
કરતાં અહોનીશ ભકતી, મનડું રાખી સ્થીર. —ચાલો દરશન

( સાખી )

મુખપુનમનો ચંદ્રમા, તેજ તણો અંબાર;
ગળે ગળો મળ બાંધીયા, સોળ ધર્યા શણગાર.
બેઠા વાઘે ચડીને માત ઊગમણા ગોખ;
દરશન કરીને પાવન થઇયે આજે આપણેરે. —ચાલો દરશન

( સાખી )

અલબેલી આરાસુરી, ગુણવંત બેઠાં ગોખ;
માન સરોવર ઝીલીને, રમતાં ચાચર ચોક.
ગાયે ગરબો ચોસઠ બેનો મળીને સંગ;
લાગે કોકીલા કંઠેથી, શબ્દ સોહામણારે. —ચાલો દરશન

( સાખી )

તાલપખાજર વાજમાં, જંત્ર તણા ધનઘોર;
ઢોલ ખરાખર ખંજરી, શરણાગોના સોર.
હેઠાં વળીને હરખે લે હંબોડા હીંચ;
ફુદડી ફરતાં ગાયે, તાલી તણી ઝડીયું પડેરે —ચાલો દરશન

( સાખી )

નવરાત્રી રમતાં ગઇ, આવ્યા દસરા દીન;
રમી જમીને સૌ ગયા, સૌ સૌના ભુવન.

કરતાં આરાસુરમાં, માજી લીલાલેર;
જેના ચરણુ કમળમાં, શીષ ધરે નરનારીયુંરે. —ચાલો દરશન

( સાખી )

સેવકના પ્રતીપાલ છે, નોધારા આધાર;
ભાવ ધરી ભક્તી કરે, તે જન ઉતરે પાર.

સંસારસાગર તરવા નાવ, તમારૂ નામ;
સેવક સુંદરજીને આઇ, તારો આધાર છેરે. —ચાલો દરશન

૧૨

રાગ: હરીવિણ વાય છે

ભાવે ભજી લો શક્તી માતા, હાંરે એના ગુણુ સકળ દેવ ગાતા;
ભવપાર ઉતરોરે હો ભજતા, સંકટ આવે તેને તજતાં. ભાવે ભજી લો
માતુને ભજતાં જે કોઇ વારે,
તેને ઘાલે લખ જમના બારે, ભક્તી કરતારે સુખ થાશે;
નિંદાના કરનાર નરકે જાશે, ભાવે ભજી લો,
ભજન કથી લોરે હો ભાવે. ફરી ફરી મનુષ્યા જનમ નહિ આવે.
મનથી સમજીને હો પ્રાણી, મૂખથી બોલોને અમૃત વાણી. ભાવે ભજી લો
જેવો પાણી પરે પરપોટો, તેવો દેહ ભરોંસો ખોટો,
રંગ પતંગીરે હો કાયા, તેની ધરવી શી મમતા માયા. ભાવે ભજી લો
રસનાથી કડવાશ દે હો ત્યાગી, માજીને ભજી લે જીવડા અભાગી;

દુખના દાડારે હો જાશે, સંકટે માજી શકત સહાય થાશે. ભાવે ભજી લો
વેદના સઘળીરે હો વામે, ધન દારા પરી વાર પામે;
ચૂગલી કરશે જે કોઈ પ્રાણી, અંતે ભોગવશે નર્કની ખાણી. ભાવે ભજી લો

૧૩

## રાગ જે કોઈ પ્રેમી અંશ અવતરે.

જે જન શકત માત સમરે, ફરીથી ગર્ભવાસ નવ ધરે,
અવનીમાં અવતાર ધરીને, પર ઉપકાર જે કરે;
પરનીંદા પરધન પરદારા, દેખીને પરહરે. ફરીથી ૧
કામ ક્રોધ ને મોહ મમતા, સ્વપ્નામાં નવ ધરે;
એક યાકીનથી રાખે આસ્તા, ભાવથી ભક્તિ કરે. ફરીથી. ૨
આળ પંપાળને અળગી મુકી, સંત સમાગમ કરે;
સર્વ પ્રાણીને સરખા માને, દીલમાં દ્વેશ ન ધરે. ફરીથી. ૩
જન્મ મરણ ફેરા ટળી જાશે, માતુની સેવા કરે;
ભક્તના તારણ અધમ ઓધારણ, દાસની દીનતા હરે. ફરીથી ૪
ધર્મ માર્ગમાં આગળ દોડે, પાપમાં પાય ન ધરે;
શંકર સેવા કરતાં નીશદીન, સંસાર સાગર તરે. ફરીથી ૫

૧૪

## રાગ ધોળ

મુખથી માગીએ માતાજી એટલું, કરીયે ભક્તિ તમારી સદાય,
—સર્વેને સુખી રાખજો.
સંસાર રૂપી સમુદ્રમાં ડુબતાં, તરવા નાવ તમારૂં નામ; —સર્વેને.
આગળ કંઇક સેવકને ઉધારીયા, રહ્યાં અવીચળ તેહનાં નામ, —સર્વેને.
લાગી લગની અમને તમ નામની, આઠે પોરને ઘડી બતરીસ, —સર્વેને.

આખા જગમાં સુકિર્તી વધારજો, પુરી ધરીને પ્રીત આદીસ, —સર્વેને.
વળી સંપ ને સંમતી આપજો, કરો કપટ કુસંપનો નાશ, —સર્વેને.
દીન પ્રતીદીન જાય ઉમંગમાં ગુણ ગાતા તમારા સદાય, —સર્વેને.
અમારા સઘળા શત્રુને સંહારજો, કરજો દુષ્ટનાં અફળ સૌ કામ. —સર્વેને.

૧૫

## શ્રી માતાજીના સાત વાર

### ગરબો—રાગ રાધાજીનો સંદેશો

રવિવારે રવિવાર કરૂં છું, ધ્યાન વીહતનું ધરૂં છું;
અંક ભરૂં છું રે, અમ ઘેર આવોને. ૧
સોળે સોળ શણુગાર સહુ અંગે, ધર્યાં અતિ ઉમંગે;
માજીની સંગે રે, અમ ઘેર આવોને. ૨
મંગળવારે મુખથી માગું, લળી લળી પાયે લાગું;
ભ્રાંતી ભાંગુ રે, અમ ઘેર આવોને ૩
બુધે બુદ્ધિ સુધારી અમારી, લગની લાગી તમારી;
પ્રેમ વધારી રે, અમ ઘેર આવોને. ૪
ગુરૂવારે ગુણ તમારા ગઈએ, ચરણે આવી રહીયે;
કહો ક્યાં જઈયે રે, અમ ઘેર આવોને. ૫
શુક્રવારે સાંજ સવારે, દરશન દેવા તમારે;
સમરૂ હું જ્યારે રે, અમ ઘેર આવોને. ૬
શનીવારે મા વાર કરો છો, આવતા કેમ ડરો છો;
ધીરજ ધરોછો રે, અમ ઘેર આવોને. ૭
હોંશ ધરી વાર ગાયા સાતે, માજી તમ પરતાપે;
સુખ સૌ વ્યાપેરે, અમ ઘેર આવોને. ૮

સાત વાર ગાયા જગજનની, આશા હરજીવનની;
પુરો મનની રે, અમ ઘેર આવોને. ૯

૧૬

## શ્રી માતાજીના બાર મહીના

### ગરબો—રાગ રાધાજીનો સંદેશો

કારતક મહીને કમળ સરીખું, મુખડુ દેખી હરખું;
નયણે નીરખું રે, માજી મહેર કરો. ૧
માગશર મહિને મુખમાં માયા, ચૌદ બ્રહ્માંડ દીખાયા:
દેવ ત્રણ જાયા રે, માજી મહેર કરો. ૨
પોસ મહિને પહેરી પટોળી, સુંદીર ચણીયોને ચોળી;
રંગ ઝબોળી રે, માજી મહેર કરો. ૩
માહ મહિને મંડપમાં બીરાજો, સેવક ઉપર ગાજો;
કંઇક નીવાજો રે, માજી મહેર કરો. ૪
ફાગણ મહિને રમતા રંગે, ચોસઠ બેનું સંગે,
અતિ ઉમંગે રે, માજી મહેર કરો. ૫
ચૈતર મહિને ચાલી આવું, પુષ્પ પુજાઓ લાવું;
આનંદ થાવું રે, માજી મહેર કરો. ૬
વૈસાખમાં વેલા વેલી, આવોને અલબેલી;
રંગ ભરેલા રે, માજી મહેર કરો. ૭
જેઠ મહિને જગતજનુની, સૌની જાણો તનની;
નીતિ મનની રે, માજી મહેર કરો. ૮
અસાડે આશા છે અમને, મળવા માટે તમને;
સખ્ત પ્રેમને રે, માજી મહેર કરો. ૯

શ્રાવણે સીંહપર અસવારી, આયુધ અંગે ધારી;
દઇતોને મારી રે, માજી મહેર કરો. ૧૦

ભાદરવા માસે ભલા દીસે, માજી સૌ પુરો આસે;
ખુશી સૌ થાશે રે, માજી મહેર કરો. ૧૧

આસો માસે અવની ભમતા, ગરબો લઇને રમતા;
નૈવેદ જમતા રે. માજી મહેર કરો. ૧૨

બાર માસ નરનારી ગાશે, સેજે સુખીયાં થાશે;
વૈકુંઠ જાશે રે, માજી મહેર કરો. ૧૩

## ૧૭

### રાગ મનના માન્યા મુનીરાજ

મનના માન્યા મુજ માત હમારા, આંગણીયે આવો,
હમારી ઝુંપડીયે આવો, મનના માન્યા;
કીંકરની અરજી ઉર ધરજો, અમઘર આવી નીવાસ કરજો,
દયા કરી આવો માત દયાળી, સુખે બીરાજો આસન વાળી.
મમ માયા તમ પુજન કરી, નીત નીત લઇશું લાવો. ...હમારા.
રાખો શરણુમાં માજી અમને, વીસારશું નહિ ઘડી એક તમને,
સીંહવાહની દરશન દેજો, હૃદયકમળમાં સદાય રહેજો;
અળગા રહેશો માજી તો તમ ઉપર છે દાવો... ... ...હમારા.
દેશવિદેશથી સંઘ બહુ આવે, નાના મોટા સીશ નમાવે,
મા તમ પારે હવન હોમ થાયે, મળી માનુની મંગળ ગાયે;
એટલું કરતાં માજી શક્તિ, શા માટે ના આવો,
હમારા આંગણીયે આવો ... ... ... ... ... હમારા.

૧૮

## રાગ વારે ધા વીઠલા વહેલો.

વિશ્વેશ્વરી વેલા આવોરે, દયા દીન દાસની લાવોરે,
નીરાધારને આધાર તમારો, અવર ન બીજુ કોઇ;
રંક જાણી માજી રાખો શરણુમાં, સેવકના સામું જોઇ,
સીંહે ચડી વેલા આવો રે, દયા દીન દાસની લાવો રે. ૧
જડબુદ્ધીના અમે જંજાળી, નિર્લજ ને નઠોર.
ગુણુ ગ્રહણુ કરી શકયા નહિ, કાળજુ કઠણુ કઠોર;
કરશો નહિ માત અભાવો રે, દયા દીન દાસની લાવો રે. ૨
મુઢ મતિના માનવી અમે, તૃષ્ણા તણો નહિ પાર,
અધોગતિના અમે અધરમી, બેડલી ઉતારો પાર;
જાણી બુડતા બચાવો રે, દયા દીન દાસની લાવો રે. ૩
અનેક અવગુણુ માજી અમારા, તે કરજો બખ્ખસીશ,
ભક્તના પાલણુ અસુર સંહારણુ, કરૂણા કરો આદીશ;
કર્મ બંધન છોડાવો રે, દયા દીન દાસની લાવો રે. ૪
સીંહે ચડીને હે સકત માતા, આવો અમારે ધામ,
નાગર નયણેથી નવ રહેશો ન્યારા, કરો સફળ સૌ કામ;
લઇએ લાખેણો લાવો રે દયા દીન દાસની લાવો રે. ૫

૧૯

## રાગ બલીહારી રસીયા છો ગીરધારી

કરતા છો કુદરત ન્યારી ન્યારી, નમુ સકિત માત હમારી;
દીન દાસ ઓધારી, કીરપા હોય કીજીએ જી. ૧
કૃષ્ણુ અંગે વાસ કીધો, કંસને દાબી દીધો;

સુર સૌને કીધા સુખકારી, નમુ શક્તિ માત હમારી. ૨
ભંડાસુરે પ્રાક્રમ કીધું; ઈંદ્રનું ઈંદ્રાસન લીધું;
વારે ધાયા છો ધનુષ્યધારી, નમુ શક્તિ માત હમારી. ૩
કવી કાલીદાસ કીધો, વીક્રમે લાહવો લીધો;
પરદુઃખભંજન કરો ભારી, નમુ શક્તિ માત હમારી. ૪
ચંડમુડને નાંખ્યા ચોળી, મહીષાસુર દીધો રોળી;
દૈત્યોને દીધા દંડ ભારી, નમુ શક્તિ માત હમારી. ૫
પૃથ્વીને પાવન કીધી, દેવોની ખબરો લીધી;
સીંહે ચડીને ત્રીપુરારી નમુ શક્તિ માત હમારી. ૬
શસ્ત્ર મુખે શેષ બોલે, બ્રહ્માદીક ગણુતાં ડોલે;
એવી ગહન ગતિ છે માજી તારી, નમુ શક્તિ માત હમારી. ૭
સેવકને શરણે રાખો, અમ્રતના છાંટા નાંખો;
રક્ષા કરો શત્રુને સંહારી, નમુ શક્તિ માત હમારી. ૮

## ૨૦

### કટાવ

સેવકનાં સંકટ કાપો પરસન થઇ દરસન આપો, જગ્ત જનેતા
ગીરીવર સ્વેતા ત્યાં જઇ રહેતા—અભયવર દેતા,

(૧) વીઘન નાશ થાય નામજ લેતાં—કળીકાળમાં તું મા કેવી;
સાચી દેવી—સીવ બ્રહ્માએ તુજને સેવી—સૃષ્ટીમાં નહીં તુજ સમ દેવી

(૨) જુગતી તારી જોયા જેવી—બાજુબંધ મુગટ ધરનારી—હે કુમારી
કૃષ્ણુ અંગે વસીયા ભારી કંસ તણી તું વધ કરનારી

(૩) ખડગ્ ખપર ધારણુ કરનારી તું બ્રહ્માણી તું રૂદ્રાણી,
વેદ ચારી મા તુ વાણી રચ્યા પૃથ્વી પવન ને પાણી;

(૪) પાર ન પામે સારંગપાણી ઉગતા સુર્યના તેજજ વાળી
ચંદ્ર સરીખા મુખડાવાળી બાળારૂપે દીસો બાળી-અષ્ટ ભુજા
અલબેલી તારી

(૫) મયુરપીંછના કંકણુવાળી કરે ભાવથી ભક્તી તારી તેનાં તું મા દુઃખ
હરનારી

સુખ કરનારી સેવક જનને દીધાં તારી--અભયવરને તું દેનારી.

(૬) મહીષાસુરને નાખ્યો મારી—વીધ્યાચળમાં તું વસનારી,
હે દુરગા હે અંબે કાળી—શીવ વીષ્ણુને સહાય કરનારી;

(૭) સંકટથી મુક્ત કરનારી—કુમતી કાપો સુમતી આપો,
દાસ પોતાનો કરી સ્થાપો—ત્રીવીધ કેરા સર્વે તાપો;

(૮) ભસ્મ કરો મા સર્વે પાપો—સીંહ ઉપર મા કરી અસવારી,
અનેક આયુધ અંગે ધારી—કંઇક દાનવને નાખ્યા મારી;

(૯) ધન દારા પુત્ર દેનારી— વેદ પુરાણે વાણી ન્યારી,
માત માહરી નમન કરૂં છું, અંક ભરૂં છું, વિનતી કરૂં છું,

(૧૦) ચરણ કમળમાં સીસ ધરૂં છું—ભક્તી કરૂં હું માત તમારી
ચોસઠમાં તું શ્રેષ્ટ જ ધારી—સાંત દ્વીપમાં તું વસનારી,

(૧૧) તુજ નામપર જાઉં બલીહારી, શંકર કહે શહાય કરજો મારી.

## ૨૧

### રાગ આપણે કરશું વકીલાત.

ચાલો હળી મળી સૌ આજ ભરીને પુષ્પોના બાજ,
વારંવાર પુજન કરીએ સક્ત માતનું રે આજ;
ચંપો જાઇ જુઇ ફુલ કાજ જઇએ બાગમાંહી આજ,
કળીયો ખીલેલી ભભકદાર, સક્ત માતને રે કાજ. ચાલો૦

ચાલો : ઝટ કરીએ પુજન, માને જેમ માજીનું મન,
માટે કરો નહીં વીલંબ, સુંદર સમજીને મન;
મહેર કરીને માજી કરશે ભક્તનો ઉદ્ધાર,
રાખો માજીનો આધાર, બેડી ઉતારે ભવપાર. ચાલો૦

૨૨

### રાગ માથાના મુગટ મારા.

માડી કરણી માત હમારી, તે ઉરમાં નવ ધરશો રે;
દયા લાવી મા દીન દાસના, દુખડાં સર્વે હરશો રે. મીઠી૦
પુર્વે પાપ અમાપ કરેલાં, તે આવીને નડતા રે;
હાશ કરી નવ બેઠા હેઠા, ઠામોઠામ રખડતા રે. મીઠી૦
પાળ સરોવરની તોડીને, નીર નકામાં કાઢયાં રે
કપટ કરીને કુપ ઉતારી, વરતી વરતને વાઢયા રે. મીઠી૦
નીરાધાર પામર પ્રાણીને, તાડ ટોચથી પાડ્યાં રે;
અપરાધી અભીમાન ધરીને, ડુંગર દવ લગાડ્યા રે. મીઠી૦
સેવા ન કીધી સંત સાધુની, દેવ મંદીર ઉથાપ્યા રે;
પંગતી ભેદ કર્યાં હશે પુરા, અન્નદાન નહીં આપ્યા રે. મીઠી૦

૨૩

### રાગ: આશા

માત માયાળુ દીન દયાળુ, દાસની વારે આવો. માત.
દાસની વારે આવો માજી, વીના વીલંબે ધાવો. માત.
મધ્ય સમુદ્રમાં નાવ હમારૂં, ઉગરવાનું નથી કોઇ બારૂં;
શરણું લીધું છે માજી તમારૂં, તારો કે ચાહે ડુબાવો. માત.
મંડળ અમારૂં અવળું ચાલે, મનની મરજી મુજબ માલે;
તે કરણી આવી અમને સાલે, આવી તમ બીરદ ગજાવો. માત.

## ૨૪

### ગજલ

અમારા દુઃખ દો ટાળી, પધારો ડુંગરા વાળી;
અમોને આશરો તારો, ગ્રહોને માત કર મારો,
ભરૂંસો તમ તણો ભારી, પધારો ડુંગરા વાળી,
અરે ઓ શક્તિમા મારી, કરૂં હું વીનતી તારી.
દુઃખી આ દાસને ભાળી, પધારો ડુંગરા વાળી,
અમોને સનમતિ આપો, કુસુંપ ને કુમતિ કાપો;
દીઓને જડબુદ્ધિ ટાળી, પધારો ડુંગરા વાળી,
સંસાર સાગર આ ખારો, ઉગરવાનો નથી આરો.
તારોને બુડતા ભાળી, પધારો ડુંગરા વાળી.
સેવકના કામ બહુ કીધા, દાનવને દંડ બહુ દીધા;
કરીને કોપ કરપાળી, પધારો ડુંગરા વાળી,
નવઘણના દળમાં પેઠી, ભવાની ભાલે જઇ બેઠી.
થયા ભક્તોના રખવાળી, પધારો ડુંગરા વાળી,
અમોને ચર્ણમાં રાખો, અમીના છાંટણા નાંખો;
અમારા દોષ દો ટાળી, પધારો ડુંગરા વાળી,
અમરવેલી વધે જેવી, વધારો વાડી તમ તેવી.
દુઃખી તમ દાસને ભાળી, પધારો ડુંગરા વાળી.

## ૨૫

### રાગ માઢ

ચડયા માજી ભક્તની વારે, ક્રોધ અપારે અસુર સંહારે;
હસ્ત ગ્રહી હથીયાર, ચડયા માજી ભક્તની વારે. ૧
મહીષાસુર મહા દુઃખ દે છે, અતિ મહા બળવંત,

દયા લાવી માતુ દેવની ઉપર, આણુવો એનો અંતરે;
કરી સીંહ સ્વારી, મન એમ ધારી, દુષ્ટોને મારી,
ભુમી ઉતારૂં ભાર, ચડ્યા માજી ભક્તની વારે. ૨
સામા સામું જુધ મંડાણું, મારે તરકસને તીર,
મહારથી દેખી માનજ મુકે, ધરી ન શકે ધીરરે:
ઘણી રીશ ત્યાં વ્યાપી, અસુરને કાપી ચરણેથી ચાંપી,
નાંખ્યો પૃથ્વી મોઝાર, ચડ્યા માજી ભક્તની વારે. ૩
દાનવ બંને વીર મા બળીયા, જુધ કીધુ મહા ઘોર,
પાપી હાર ન પામ્યા ત્યારે, માજીએ કીધું જોરરે;
નાંખ્યા ચંડ મુડ ચોળી, અવનીમાં રોળી, ભવાની ભોળીએ,
પ્રાણ લીધા તતકાળ, ચડ્યા માજી ભક્તની વારે. ૪
ઇંદ્ર અમરને અતિ દુઃખ દીધું, પામ્યા ઘણો મન ત્રાસ,
દેવાંગ્નાઓ થઇ દુખીયારી, કરે છે નાસા નાસરે;
ભંડાસુર ઘણો મારે, ત્રાહે પોકારે, કોણ ચડે વારે,
લાવી હમારી દયાય ચડ્યા માજી ભક્તની વારે. ૫
નારદને ત્યાં પ્રેરણા મુકી, આવ્યાં ભંડાસુર પાસ,
આસન આપીને પુછવા લાગ્યો, આગમન કારણ ખાસરે;
શું મમ સરખુ કાજે, મુની મહારાજે, બતાવો આજે,
જલદી કરૂં નીરધાર, ચડ્યા માજી ભક્તની વારે. ૬
નારદ કહે નથી તારા જેવો, ત્રીલોકમાં બળવાન,
પણ શ્વેતામ્બરી નારી નથી તુજ, મહેલે ત્યાં સુધી નાદાનરે;
લાવ તો ગણું બળીયો, ભાગ્યમાં ભળીયો, નહિતો ગળીયો,
એવો જાણું હું આ વાર, ચડ્યા માજી ભક્તની વારે. ૭

શ્વેતાગીરીયે દાનવ આવ્યો, કરી ગરજના ઘોર,
માતાજીને દીઠા ત્યારે, ઝાઝું બતાવ્યું જોરરે;
જો તું વરે મુજ સંગે, અતિ ઉમંગે, રમાડુ રંગે
આપુ સુખ અપાર, ચમા માજી ભક્તની વારે. ૮
શ્વેતામ્બરી કહે સાંભળ પાપી, જુદ્ધ કરે મુજ સાથ,
સંગ્રામ કરતાં હું કદી હારૂં તો, મેળવું જમણો હાથરે;
એવી હોડ ત્યાં બાંધી, કુદૃષ્ટી સાંધી, લડે અપરાધી,
જુદ્ધ મચ્યું તેણી વાર ચમા માજી ભક્તની વારે. ૯
કોપ ઘણો માતાજીયે કીધો, અસુરને કરવા નીપાત,
મલ જુદ્ધ કરી આકાશે આવ્યા ગડ ગડીને ગુજરાતરે;
નાંખ્યો કરમાંથી છોડી, અસુર તરછોડી, મરણ ત્યાં દોડી,
આવ્યું નજીક નીરધાર, ચમા માજી ભકતની વારે. ૧૦
ધનુષ્ય ઉપર ચાંપ ચડાવી, બાણ માર્યું નાગ પાસ,
તે બાણ વાગ્યું ભંડાસુર હૃદયે, ઉછળીયો આકાશરે;
પછી ત્યાંથી લડથડીયો, ચકડોળે ચડીયો, અવનીપર પડીયો,
પ્રાણ ગયા તત્કાળ, ચમા માજી ભક્તની વારે. ૧૧
દેવનાં દુદુંભી ત્યાં ગડગડીયા, પુષ્પની વૃષ્ટી અપાર,
ધનુષધારી મા તું દૈતને મારી, આનંદ થયો અપાર;
દેવ સર્વે ત્યાં આવ્યા, પુજાપો લાવ્યા, માજી વધાવ્યા,
માતુ થયા પરસન, ચમા માજી ભક્તની વારે. ૧૨
સંવત ઓગણીસોને અગનાએંસી, વસંત ઋતુની માંય,
મહા સુદી નવમીને શુક્રવારે, નીવેદ માજીના થાય રે;
માજી પધાર્યા રંગે, અતિ ઉમંગે જમ્યા સૌ સંગે,
વરસો જય જયકાર ચમાં માજી ભક્તની વારે. ૧૩

૨૬

## રાગ કહેવું શું હવે તમને કાના નંદકુંવર નથી નાના

મહેર કરો હવે માત દયાળી દાસની દીનતા જાણી રે —મહેર૦
હું અપરાધી ચરણે આવ્યો સંસારના સુખમાં નવ ફાવ્યો;
ખોટાં ખોટાં કર્મ કમાયો, વૃથા આ જન્મ ગુમાવ્યો રે. —મહેર૦
ભાવે ભજ્યા નહીં કૃષ્ણ હરીને, પેટ ભર્યું આ પાપ કરીને;
હેઠો ન બેઠો ઠામ ઠરીને, થાકયો ચોરાસી ફરીને રે. —મહેર૦
કોણ જન્મના પુન્યે હરીને, આવ્યો મનુષ્યા દેહ ધરીને;
ખુશી થયો પરધન હરીને, મીથ્યા ફુલ્યો મમત કરીને રે.—મહેર૦
સંસાર સમુદ્ર ભરીયો ખારો, ઉતરવાનો એક છે આરો;
માત હવે કર ઝાલો મારો, બેડલી પાર ઉતારોરે. —મહેર૦
માત હવે અમ મંદીર આવો, પ્રેમ ધરીને પ્રસન્ન થાઓ;
સેવા કરીને લઇએ લ્હાવો, "સુંદર" કીરતી સોહાવો રે. —મહેર૦

૨૭

## રાગ મેં ઢુંઢ ફીરી સંસારા

માત પધારો કરૂણા કરીને. નીરખું હું નેણ ભરીને માત૦
અમે અહોનીશ તમને ચહાતા, આવો તો થાય સુખસાતા.
અમ અંતર રહે ઠરીને, નીરખું હું નેણ ભરીને; —માત૦
તમે ત્રણ દેવની માતા, છો વેદ વાણીના દાતા.
કરૂં નમન હું અંક ભરીને, નીરખું હું નેણ ભરીને;—માત૦
મમ માયા મહેર હવે કરજો, વીનતી અંતરમાં ધરજો.
આવો દીલમાં દયા ધરીને, નીરખું હું નેણ ભરીને; —માત૦
તમ નામ નીરંતર લઇએ, ગુણ તમારા નીશદીન ગઇએ.

અમ મંદીર રહો ફરીને, નીરખું હું નેણુ ભરીને; માત૦
ધણી થઈ હવે માત પધારો, કરી કસોટી અમને તારો.
નાવે મનુષ્ય દેહ ફરીને, નીરખું હું નેણુ ભરીને; માત૦
હે માત દયા હવે કરજો, સંકટ "સુંદર"ના હરજો.
અતી અંગે ઉમંગ ધરીને, નીરખું હું નેણુ ભરીને;—માત૦

## ૨૮

## રાગ છો રાજયોગી રઢીઆળા

ઘો દરશન માત હમારી, અમે જપીએ માળા તમારી, —ઘો દરશન.
દરશન વીના દુખીયાં થઇએ, મહેર કરો તો શરણે રહીયે,
બેઉ કર જોડી માજી તમને અહોનીશ પડીયે પાય;
શક્તમા અહોનીશ પડીયે પાય. —ઘો દરશન૦
જળ સાથે પ્રીતી અપાર મીનની વૃત્તી જાણો આ દાસજ દીનની,
વિલંબ કરશો દરસન દેતાં તો જીવ અમારો ગભરાય;
શક્તમા જીવ અમારો ગભરાય, —ઘો દરશન૦
અમે શરણું લીધું માજી તમારૂં, અવર નથી અમને કાંઈ પ્યારૂં,
વૃત્તી પ્રવર્તી આવી વળગે, તે હવે દુર પળાય;
શક્તમા તે હવે દુર પળાય, —ઘો દરશન૦
ચકોર પક્ષી જેમ ચંદ્રને ચાહે બળે પતંગ દીપકને દાહે,
સારસ પક્ષી નરને માદા, વિયોગે દુખીયાં થાય;
શક્તમા વિયોગે દુખીયાં થાય, —ઘો દરશન૦
"મોહન" ઉપર મહેર કરજો, સંકટ "શંકર"ના મા હરજો,
"નાગર" નયણે દરશન આપો તો આનંદ અંગ ન માય;
શક્તમા આનંદ અંગ ન માય, —ઘો દરશન૦

## ૨૯

## થાળ

### રાગ નટવર તારૂં ખેલવું ન્યારૂં

માત અમારી જમવા આવો પ્રેમે જમાડી લઇએ લ્હાવો;
બાસુદી પુરી શીખંડ સારો દુધપાક કેરો સ્વાદ છે ન્યારો. ...માત.
બરફી પેંડા સુંદીર લાડુ ૨૪ કેળાનું રાયતું જાડુ, ... ...માત.
મેસુબફેણી સેવદળ છુટો મગદળ જમજો નથી કંઈ તુટો, ...માત.
મરકી જલેબી ગુંદવડાં તાજાં મોહનથાળની જોડે છે ખાજાં, ...માત.
વડાં કચોરી કંસાર સેવો તળેલ પાપડનો સ્વાદ છે એવો, ...માત.
મેથી મરચાં કેળાં ને કેરી ભજીયામાં નાખી ચીજ ઘણેરી; માત.
કેરી લીંબુ ગરમર ડાળાં જમજો અથાણાં બહુ છે રસાળાં,...માત.
ચોળા ચણ્યા ને તુવેર દાણા સ્વાદ ઘણો છે વાલ વટાણા, ...માત.
શાક લીલવણી ઘણાંરે કીધાં છે થાળની અંદર પીરસી દીધાં છે,...માત.
મીઠાં મોળું કંઇ હોય તો કેજો, માત હમારી માગીને લેજો,...માત.
ગંગાજળના લોટા ભરીયા પાન સોપારી પ્રેમથી ધરીયા, ...માત.

## ૩૦

### હરીગીત છંદ.

મનહરણી માલવ દેશમાં અનુપમ ઉજ્જેણી ગામ છે.
નદી ક્ષીપરા તીરે શોભીતું હરસીધ માતનું ધામ છે;
પડ હથ વીરવૈતાળ આ દીવસે સીધ સરવે તદા,
હરસીધ સીધ કરનાર સર્વે કામ સેવકના સદા (૧)
એક ચીતથી કરે પાઠ પુજા ધ્યાન ચંડીનું ધરે,
તેનાં કષ્ટ કાપે સુખ આપે અભય કર મુસ્તકે ધરે,

પામે સંપતી ને સંતતી મટાડે મનની આપદા;
હરસીધ્ધ સીધ્ધ કરનાર સર્વે કામ સેવકના સદા, ( ૨ )
પરદુઃખ ભંજન અરીગંજન વીર વિક્રમ જે થયો;
અતી દુઃખ પડીયું માથે ત્યારે માતુના શરણે ગયા.
ઈંદ્રાસને જઈને દેખાડી નાચ કરતી પ્રેમદા,
હરસીધ્ધ સીધ્ધ કરનાર સર્વે કામ સેવકના સદા; ( ૩ )
જીતાડી દમની ને ઝડપથી વિજય થયો વિક્રમ તણો.
પંચ દંડ છત્ર ધરાવીયું, જેણે લાવ લીધો લાખેણો,
સંવત ઠેરાવો શાસ્ત્રીશે, કામ કીધાં ઉમદા.
હરસીધ્ધ સીધ્ધ કરનાર સર્વે કામ સેવકના સદા: ( ૪ )
શુદ્ધ ચીતથી જાય માતુ શરણે, કષ્ટ સઘળાં કાપશે.
તેનાં દરીદ્ર દીનતા દુર કરીને સુખ સર્વે આપશે;
ભાવથી ભક્તિ જે કરે તેનું કામ કથળે નહીં કદા,
હરસીધ્ધ સીધ્ધ કરનાર સર્વે કામ સેવકના સદા; ( ૫ )
માતુ પ્રતાપે મોજ કરીને કૈંકજન ઉધરી ગયા,
માયા તાણું આવરણ મુકી સ્હેજમાં સ્વર્ગે ગયા;
ભાવ ભજે હરસીધ્ધને સુંદરજી કહે છે સદા,
હરસીધ સીધ કરનાર સર્વે કામ સેવકના સદા. ( ૬ )

## ૩૧

## રાગ ભક્તોની ભીડ અર્જુન

રચના છે ભારી માતુની રચના છે ભારી ( ૨ )
—આદ્યશક્ત માની રચના છે ભારી.
પૃથ્વી પાણી પર્વત પ્રૌઢ પવનતણી તો ગતી ઘણી ન્યારી;
ચંદ્ર સુરજને અગણીત તારા મેઘ મંડળમાં વીજ ચમકારી —આદ્ય૦

હસ્તી ઘોડા અને નરનારી પશુ પંખીને સરજનહારી —આદ્ય૦
સરદવીસમ ને ચાતુરમાસુ તે સર્વેની ગતી ન્યારી ન્યારી, —આદ્ય૦
કામ અલૌકિક કીધાં તેં ભારી મોહન ચરણોમાં રાખો માત મારી,—આદ્ય૦

## ૩૨

## રાગ ભક્તોની વારે અરજુન.

વારે વેલા આવો આરાસુરી, વારે વેલા આવો;
ગબ્બર ગોખવાળી અંબે, વારે વેલા આવો. ૧
મધ્ય દરીયામાં ડુબવા લાગ્યાં, વા'ણ તારી દયી કીનારાપર લાવો;
ગબ્બર ગોખ વાળી અંબે, વારે વેલા આવો. ૨
આશરો મુને એક અંબે તમારો, દીન જાણીને માતુ;
દયા કંઇક લાવો, ગબ્બર ગોખવાળી અંબે. ૩
વીમળને જેમ કરૂણા કીધી, રાજ વૈભવનો;
લીધો તેણે લાવો, ગબ્બર ગોખવાળી અંબે. ૪
બાના તણી પત રાખો મમ માયા, વાઘે ચડીને માજી;
વેલા અહિ આવો, ગબ્બર ગોખવાળી અંબે. ૫
વિનતિ કરૂછું બેઉ કર જોડી, સુંદર સાગરમાં બુડતો બચાવો;
ગબ્બર ગોખવાળી અંબે, વારે વેલા આવો. ૬

## ૩૩

## રાગ ભક્તોની ભીડ અર્જુન

સહાયકરનારી મા તું સહાય કરનારી બૌચરબાળી માતું સહાય કરનારી,—બૌચર
મેરી મટાડીને મર્દ બનાવ્યો આનંદ પામી અતી રાજકુમારી, —બૌચર
ઘોડી તણો તેં ઘોડો રે કીધો રાજકુંવર ગયો કરી અસવારી, —બૌચર

મુઆ મરધને મા તેં બોલાવ્યા અસુર ઉદરમાં કરતા પોકારી, —ચૌચર
ઉત્તમ કુળમાં અવતાર ધરીયો મધ્યમ કામ કીધાં બહુ ભારી, —ચૌચર
પ્રેમ ધરી મા ગુણ તારા ગઈશું—"મોહન" આશા પુરે માત મારી,—ચૌચર

## ૩૪

## રાગ ભક્તોની ભીડ.

ક્રોધ સમાવો મહાકાળી ક્રોધ સમાવો માફ કરો મહાકાળી ક્રોધ સમાવો,—માફ
મેં અજ્ઞાની ઓળખ્યાં નહી મા કરશો નહીં મા મુજપર અભાવો, —માફ
દળ સધળું મા પાછું રે વાળો, દયા દીલ માંહી કંઇ દરસાવો. —માફ
રાણીઓ મારી રૂદન કરે છે, નેણો માંહી ભાદરવો આવ્યો. —માફ
હેમ હીરાથી દેવળ કરાવું, પુજન કરી લઉં લાખેણો લાવો. —માફ
પરથમ જાણ્યું નહોતું મેં આવું, પાપે થાશે પ્રલય ગઢ પાવો. —માફ
બેઉ કર જોડી નમન કરૂં છું, અપરાધી તમ ચરણોમાં આવ્યો.—માફ

## ૩૫

## રાગ શું કહુ કથની મારી

સહાય સકતમા કરજો આજ સહાય સકતમા કરજો,
એક અરજી અંતરમાં ધરજો આજ સહાય સકતમા કરજો;
અહોનીશ રટણ હું કરૂં તમારૂં આપો અમરત વાણી,
સીંહે ચડીને સમરથ આવો દાસ પોતાનો જાણી આજ. —સહાય,
સુમતી આપો કુમતી કાપો દાસ કરીને સ્થાપો;
અંતર માંહી કરો અજવાળું નારાચ સર્વે કાપો આજ. —સહાય,
કરણી પાર ઉતરણી થઇ છે, અમરત છાંટા નાખો;
મહેર કરો સકતમા મુજને, બાના તણી પત રાખો આજ.—સહાય,
જગત તણી જંજાળ છોડીને, ભક્તિ કરીશ હું ભાવે;

અંત સમે યમદુત રહે અળગા નારકી નજરે નાવે આજ. —સહાય,
વિશ્વ તણી સઉ વાંચ્છના છોડી તમ શરણમાં આવ્યો;
યોની વીશે અવતાર ન આવે તેજમાં તેજ સમાવો આજ. —સહાય,

## ૩૬

## બનજારો

કળી કાળમાં પરચા અપાર, ખંમા ખંમા માતુ ખોડીયાર,
હતો ખુનીડો મહા અપરાધી, ચારણ લોકોની ચાડી ખાધી;
પ્રાણ લેતાં ન લાગી વાર, ખંમા ખંમા માતુ ખોડીયાર. કળી કાળમા.
બીજો પરચો વરાણે દીધો, વાટો તમામ વાળી લીધો;
ભાગ્યદારને હરખ અપાર, ખંમા ખંમા માતુ ખોડીયાર. કળી કાળમાં
જુઓ વીરહોડા ગામની માય, સુકો લીંમડો પાલવ્યો ત્યાંય;
થઇ શીતળ છાંય અપાર, ખંમા ખંમા માતુ ખોડીયાર. કળી કાળમાં
કડી કટોસણ રાખ્યુ નામ, કળકળીઆને પોચ્યાડો ધામ;
કરી સહાય સેવકની અપાર, ખંમા ખંમા માતુ ખોડીયાર. કળી કાળમાં
મુકામ પીરાણા પાટણ કીધો, ગાદીપતીને ચૂસી લીધો;
વરત્યો પ્રજામાં જયજયકાર, ખંમા ખંમા માતુ ખોડીયાર. કળી કાળમાં
સીધી અસમાલનો કીધો નાશ, વસ્યા રાધનપુરમાં વાસ;
સુખી થયા સૌ વારંમવાર, ખંમા ખંમા માતુ ખોડીયાર. કળી કાળમાં
જે કોઈ ખોડલના ગુણ ગાશે, દર્શન કરીને પાવન થાશે;
છે જુગતંબા તારો આધાર, ખંમા ખંમા માતુ ખોડીયાર. કળી કાળમાં

## ૩૭

## આરતી

જય જય જગદેવી મા, જય જય જગદેવી;
શીવ સનકાદીકે સેવી, કળે ન કો એવી. જયજય

જય ઊદીયા સક્તીમા, જય ઊદીયા શક્તી;
અહોનીસ કરૂં તારી ભક્તી, માગુ મુખ મુગતી. જય જય
આધ્યશક્ત આદીત, દીસો અલબેલી;
ચોસઠમાં તું પ્હેલી, બુડતાના બેલી. જય જય
સોમે સાંતાદીપ, વસીયા જય બાળી;
બહુચર ને મહાકાળી, જય ડુંગર વાળી. જય જય
મંગળે મહીખાસુર, માર્યો બળધારી;
સુંભ નીસુંભને મારી, કરી સીંહ અસ્વારી. જય જય
બુધે બહુચર માત, મુંગલ દુઃખ દીધા;
મુઆ મરધ બોલાવ્યા, અસુરને વધ કીધા. જય જય
ગુરૂએ મહા ગુણવંત, ગુણપધમા કહીએ;
ચરણ કમળ શીષ નામું, આઈ જુઓ અમ સામું. જય જય
શુકરે સરસ્વતી માત, રસનાએ વસીયાં;
આપો અવીચળ વાણી, પુરાણે પરમાણી. જય જય
શનીએ સણુસાઇ સંગ ભામા ને રામા:
ચંડમુંડને ચોળી રક્ત પીધાં ધોળી. જય જય
સેવકની કરી સહાય, દાનવ દળ કાપી;
દાસ અનેક ઓધાર્યાં, ધરણીસ્થીર સ્થાપી. જય જય
સંવત ઓગણી સાલ, એસીની કહીએ;
અસાડ વદ છઠ જયારે, શુભ મંગળ વારે. જય જય
આદ્ય શકતની આરતી, જે ભાવે ગાશે:
સુંદર કહે સુખી થાશે વૈકુંઠે જાશે. જય જય

# શ્રી આદ્યશક્તી સંગીત ગરબાવળીનાં અગાઉથી

## થયેલા ગ્રાહકોના નામ.

| નકલ. | નામ. | ગામ. |
|---|---|---|
| ૧ | ત્રવાડી નાનાલાલ મણીશંકર | વીરમગામ. |
| ૨ | ત્રવાડી મદનમોહન મણીશંકર | ,, |
| ૧ | ત્રીવેદી લક્ષ્મીશંકર જાદવજી | ,, |
| ૧ | ત્રવાડી નટવરલાલ અંબાલાલ | ,, |
| ૧ | પાઠક બાળાશંકર મોરારજી | ,, |
| ૧ | શુકલ હરસીધરાય સાંકળેશ્વર | ,, |
| ૧ | રાવળ પ્રભાશંકર વજલાલ | ,, |
| ૧ | રાવલ કૃષ્નાલાલ દલસુખરામ | ,, |
| ૧ | રાવલ ભગવાનદાસ ગણુપતરામ | ,, |
| ૧ | રાવળ અમૃતલાલ રેવાશંકર | માંડળ |
| ૧ | રાવળ રવીશંકર મણીશંકર | ,, |
| ૧ | દવે પ્રેમશંકર નાગેશ્વર | ,, |
| ૧ | દવે લાલજી ગણુપત | ,, |
| ૧ | દવે વૃજલાલ નંદરામ | મેસાણા |
| ૧ | દવે અંબારામ નથુરામ | મેસાણા |
| ૧ | દવે છગનલાલ મહાદેવ | ,, |
| ૨ | ભટ્ટ સદાશીવ મણીશંકર | ,, |
| ૧ | ભટ્ટ ક્રષ્નાલાલ પ્રાણુજીવન | ,, |

| | | |
|---|---|---|
| ૧ | ભટ્ટ આશારામ હરજીવન | ચુડા |
| ૧ | ભટ પ્રેમશંકર મણીશંકર | ,, |
| ૧ | મેતા બાળાશંકર ગોવીંદરામ | ,, |
| ૧ | પંડ્યા ભુદરજી બાળાશંકર | ,, |
| ૧ | વ્યાસ છોટાલાલ કેશવલાલ | ,, |
| ૧ | વ્યાસ ત્રંબકલાલ ભાઇલાલ | ,, |
| ૧ | વ્યાસ ચુનીલાલ ત્રીભોવન. | ,, |
| ૧ | વ્યાસ કુંવરજી ભીમજી | લાલીઆદ. |
| ૧ | વ્યાસ અંબાલાલ સાંકળચંદ | રાંધેજા. |
| ૧ | વ્યાસ બાઇ સુરજબા | વીરમગામ. |
| ૧ | વ્યાસ બાઇ ચંચળબા | ,, |
| ૧ | શ્રીમતી બેન પ્રેમલા કાંતીલાલ | ,, |
| ૧ | શ્રીમતી બેન નરમદા દલસુખરામ | ,, |
| ૧ | ભાવસાર નાથાલાલ છગનલાલ | ,, |
| ૧ | ભાવસાર અમરસી થોભણ | ,, |
| ૧ | ભાવસાર ઇશ્વર નથુ | ,, |
| ૧ | ભાવસાર મણીલાલ કેવળ | ,, |
| ૧ | ભાવસાર દલસુખ શંકર | ,, |
| ૧ | ભાવસાર કાળીદાસ માણેકચંદ | ,, |
| ૧ | વાડીલાલ ઉજમશી | ,, |
| ૩ | ભાવસાર નારણ વેલસી | ,, |
| ૧ | ભાવસાર મગન બહેચર | ,, |
| ૧ | ભાવસાર છગન હેમરાજ | ,, |

| | | |
|---|---|---|
| ૧ | ભાવસાર જીવણ રામજી | વીરમગામ |
| ૧ | ભાવસાર કાળીદાસ કાનજી | ,, |
| ૧ | ભાવસાર વલ્લવદાસ નરસીભાઇ વૈદ્યરાજ | ,, |
| ૧ | ભાવસાર શીવજી ગણેશ વૈદ્યરાજ | લુણસર. |
| ૧ | ભાવસાર મગન દલીચંદ | ,, |
| ૧ | ભાવસાર રતીલાલ પોપટલાલ | ,, |
| ૧ | ભાવસાર પોપટલાલ મોતીલાલ | વીરમગામ. |
| ૧ | ભાવસાર સધુરદાસ લલ્લુભાઇ | કાસીંદ્રા. |
| ૧ | ભાવસાર રાયચંદ સવચંદ | ચોરવડોદરા. |
| ૧ | આર્ચાર્જ ત્રીકમલાલ ગોપાલજી | ઉંઝા. |
| ૧ | ભાવસાર હરજીવન ગાંડા | ગઢડા. |
| ૧ | રાજગર રૂગનાથ પીતાંબર | ,, |
| ૫ | રાણાશ્રી સરદારસીંગજી તખતસીંગજી | શ્રીવણા. |
| ૧ | રાણાશ્રી માનસીંગજી જશવતસીંગજી | ,, |
| ૧ | રાણાશ્રી સુરસીંગજી તખતસીંગજી | ,, |
| ૨ | રાણાશ્રી વસુભા જસવંતસીંગજી | ,, |
| ૧ | રાણાશ્રી વાભાજી ખોકુભાં | ,, |
| ૧ | કુમાર બાપાલાલ જુવાનસીંગજી | ,, |
| ૧ | કુમાર રતુભા સંભુભા | ,, |
| ૧ | રાવળ કરૂશંકર ભીમાજી | ,, |
| ૧ | શુક્લ માદેવ છગન | ,, |
| ૧ | સોની મફાભાઇ જેકાભાઇ | ,, |
| ૧ | ભાવસાર ત્રીકમ ધનજી | ,, |

| | | |
|---|---|---|
| ૧ | ભાવસાર લાલજી મોતી | શ્રીવણા. |
| ૧ | ભાવસાર ગોવીંદજી ત્રીકમ | ,, |
| ૧ | ભાવસાર ડુંગરશી ભુધર | ,, |
| ૧ | ભાવસાર જેસીંગ ત્રીકમ | ,, |
| ૧ | ભાવસાર પરભુભાઇ જેઠાભાઈ | ,, |
| ૧ | ખત્રી જેઠાલાલ કાળીદાસ | વીરમગામ. |
| ૧ | શા. ખેતશી છગનલાલ | ,, |
| ૧ | ઠાકોર કચરાજી | ,, |
| ૧ | શા. પીતાબરભાઇ મુળજી | લાલીયાદવાળા. |
| ૧ | મેરાઇ મોહન પરસોતમ | ,, |
| ૧ | મેરાઇ ગાંડાલાલ મંગળદાસ | ,, |
| ૧ | પંચોળી હરીશંકર પ્રભાશંકર | બજાણા. |
| ૧ | ભાવસાર વાલજી માધવજી | ,, |
| ૧ | ધાંયજા મગન પોપટ | વીરમગામ |
| ૧ | ધાંયજા કાનજી ઓધડ | ,, |
| ૧ | સોની રામજી વનમાળી | ,, |
| ૧ | રાવળ લવજી તલશી | ,, |
| ૧ | ઠકર જગજીવન મોહન | ,, |
| ૧ | ધાંયજા જીવરાજ નરશિ ક. ૨ | ,, |
| ૧ | ધાંયજા રાઇચંદ વજા | ,, |
| ૧ | પટેલ પ્રાગજીભાઈ માધવજી | ,, |
| ૧ | સુતાર હરજીવન કાલીદાસ | ,, |
| ૧ | અતીજ વખતગર હમીરગર | ,, |

| | | |
|---|---|---|
| ૧ | ઝાલા જીલુભા હરીસંગ | વીરમગામ |
| ૧ | પારેખ મણીલાલ અમૃતલાલ | ,, |
| ૧ | પારેખ મનસુખલાલ તુલશીદાસ | ,, |
| ૧ | વોરા ચુનીલાલ માણેકચંદ | ,, |
| ૧ | પારેખ બુલાખીદાસ પ્રભુદાસ | ,, |
| ૧ | સોની ગોકળ બેચર | ,, |
| ૧ | રજપુત સુખા હીરા | ,, |
| ૧ | સોની કાનજી હરજીવન | ,, |
| ૧ | સંઘવી વેલશી ભુદર | ,, |
| ૧ | સંઘવી રાયચંદ મોહનલાલ | ,, |
| ૧ | બારોટ વજેસીંગ પ્રથીરાજ | ,, |
| ૧ | શા. રતીલાલ ઠાકરશી | ,, |
| ૧ | મેતા વજેશંકર ભાઈશંકર | લીબલી. |
| ૧ | વાઘેલા જેસીંગ કાળા | ,, |
| ૧ | હેમતાજી પુંજાજી | ,, |
| ૧ | રામી પોપટ લાલજી | ,, |
| ૧ | ઠકર શામજી ધારશી | ,, |
| ૧ | શેઠ માદેવ ભાઈચંદ | ,, |
| ૧ | મણીયાર પ્રેમચંદ ગણેશ | ,, |
| ૧ | જાડેજા અમરસંગ રામસંગ | ,, |
| ૧ | ગઠોડ લઘુજી જશાજી | ,, |
| ૧ | વ્યાસ સોમનાથ રામદામ | ,, |
| ૧ | શા. પ્રભુદાસ સવચંદ | ઝીંઝુવાડા. |

| | | |
|---|---|---|
| ૧ | સુતાર અંબાલાલ પરભુદાસ | અમદાવાદ. |
| ૧ | પટેલ માધવજી મોનજી | ,, |
| ૧ | બારોટ ઇશ્વિર રણછોડ | ,, |
| ૧ | ભાવસાર મુલચંદ વેણીરામ | ,, |
| ૧ | ભાવસાર રૂખડ મુળજી | ,, |
| ૧ | ભાવસાર હરીલાલ લવજી | ,, |
| ૧ | ભાવસાર લલુ જેચંદ | ,, |
| ૧ | ભાવસાર દામોદર સવચંદ | ,, |
| ૧ | ભાવસાર પનજી કાલીદાસ | ,, |
| ૧ | ભાવસાર ખોડા પરસોતમ | ,, |
| ૧ | ભાવસાર ચુનીલાલ મકન | ,, |
| ૧ | પટેલ વલભાઇ ત્રીકમ | ,, |
| ૧ | પટેલ પીતામર કરશન | ,, |
| ૧ | જાગા લખુભા અભેસીંગ | ,, |
| ૧ | પટેલ જેઠાલાલ નાથા. | ,, |
| ૧ | રાજગોર કલ્યાણજી માધવજી | ,, |
| ૧ | વ્યાસ બેન મણી પરસોતમ | અમદાવાદ |
| ૧ | કોલી નારણ ગીગા | ,, |
| ૧ | શા જમનાદાસ શોભારામ | ડાબલા |
| ૧ | શા મનસુખ ભીખાભાઇ | ગતેજ |
| ૧ | ભાવસાર પુંજાલાલ મોહનલાલ | વામજ |
| ૧ | મોચી હેમા નાગર | સોજા |
| ૧ | ઓજા બેચર મગનલાલ | વામજ |

| | | |
|---|---|---|
| ૧ | સુતાર ઇશ્વર હીરાચંદ | અમદાવાદ |
| ૧ | સુતાર કેશવલાલ ત્રીભોવન | અમદાવાદ |
| ૧ | બારોટ પ્રેલાદજી વરવાજી | ,, |
| ૧ | લવાર મોહનલાલ મુલચંદ | ,, |
| ૧ | લવાર મગનલાલ હીરાચંદ | ,, |
| ૧ | ગોર દામજી ભીમજી | ,, |
| ૧ | રાવલ મુળશંકર ગવરીશંકર | ,, |
| ૪ | ભાવસાર મોતીલાલ ચકાભાઈ | અમદાવાદ |
| ૪ | ભાવસાર શીવલાલ છગનલાલ | અમદાવાદ |
| ૨ | દવે હીમતરામ મોતીરામ | મોરબી |
| ૨ | શા ચુનીલાલ જમનાદાસ | ડાભલા. |
| ૨ | શા ચંદુભાઈ લહેરચંદ | ડાભલા |
| ૨ | શા ઉગરચંદ વીઠલ | ચોરવડોદરા |
| ૧ | સોની ડોસા ઓધવજી | કળકથળ |

આ લેખકનું બનાવેલું

# શ્રી હનુમંત વિજય સંગીત ભજનાવળી

નામનું ઉમદા રાગ રાગણીઓથી ભરપુર અને

વાંચનારને આનંદ આપનારૂં વાંચવા લાયક

નવીન ભજનો વાળું અને ભભકાદાર

પુંઠાવાળું પુસ્તક **પાંચ**

**આનાની** કીંમતે

નીચેને ઠેકાણેથી

મંગાવોઃ—

**ભાવસાર મોહનલાલ વેલસી**

નાનો ભાટવાડો

**વીરમગામ.**

